# દુંદ

લેખક અ

સનાતન ધર્મોપદેશક

શ્રી રેવાશંકર, ન.

"હરિદાસ વિશા

"કિર્તનભૂષણ"

વેજલપોર-ભરૂચ.

પ્રત ૧૦૦૦ દ્વિતીયદર્શન સંવત ૧૯૭૪

સુરત-ચૌટાના પુલપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.

ભેટ રૂા૦ ૦—૧—૬

ના ઉદ્ધાર

છે.

.ાલભાઈ વડોદરા

.ન્સનર પોષ્ટમાસ્તર સુરત

.ારેલાલ ઓડીવાળા વીમા

એજન્ટ સુરત

ચુનીલાલ નવાપર.... .... ,,

નગીનદાસ.... .... .... ,,

પ્રભુલાલ માણેકલાલ .... .... ,,

રા. નગીનદાસ ત્રિભુવનદાસ.... .... ,,

રા. રા. છોટાલાલ કાસીદાસ ... .... ,,

૦ બાલાજી વ્યાખ્યાનમાં આવેલા તે .... ,,

૦-૦ મ્હેતા વિઠ્ઠલદાસ દુર્લભદાસ વેસમાવાળા ,,

આ પુસ્તક કે જેની લાખો પ્રતો લોકોમાં પહોંચાડી વ્યસન વશ થયેલી ભારત પ્રજાને વ્યસન મુક્ત કરવાનો ઉત્તમોત્તમ માર્ગ છે. વ્યાખ્યાન દ્વારા આ પુસ્તકમાંનાં દ્રષ્ટાંતોથી હજારો માણસોએ જાહેરમાં દુર્વ્યસનનો ત્યાગ કર્યો છે. અને કરે છે. આ પુસ્તકને વારંવાર છપાવવામાં મદદ કરનાર ગૃહસ્થો તે પુણ્યના ભાગી અને ધન્યવાદને પાત્ર છે.

# ગંજેરી ગોટાશંકર.

અમદાવાદનો એક બ્રાહ્મણ ગોટાશંકર નામે ગાંજો પીવામાં એક્કો હતો; એક વખતે તેને મળસકે ઉઠી અમદાવાદથી પાંચ છ ગાઉ દુર બીજે ગામ જવાનો પ્રસંગ આવ્યો.

ગોટાશંકરે રાત્રીએ પોતાની સ્રીને સૂર્યોદય પહેલાં દશમી તથા ગાંજાની ચલમ બનાવી તૈયાર રાખવાને હુકમ કર્યો હતો.

નિત્ય કરતાં સ્રીથી આજે જરા મોડું ઉઠાયું તો પણ તેણે ઉતાવળથી દશમી કરી પોટલી બાંધી ગોટાશંકરની ઝોળીમાં મુકી દીધી પરંતુ દૈવયોગે ચલમ બનાવવાનું તો તે ભુલીજ ગઈ.

ગોટાશંકર તે જાણી ઘણો ગુસ્સો થયો, અને સ્રીને પાંચ પચીસ ગાળો ચોપડી વાળી એટલે સ્રીએ અશ્રુપાત્ કરતાં દીન વદનથી સ્વામિની પ્રાર્થના કરી કહ્યું.

સ્રી–સ્વામિનાથ ? થયેલા ગુનાહ માટે મને ક્ષમા કરો હવેથી હું આવો ગુનોહ કદીપણ નહિં કરૂં, વળી હું હવે ચલમ બનાવવા બેશું તો વાર લાગે અને આપને જવામાં તડકો થઈ જાય. તેથી મારા ધારવા પ્રમાણે ગાંજાની દશવીશ કુળીચો કાચીજ ચાવી જશો તો થોડીવારે નિશો–કેફ આવશે. અને તેટલામાં તડકા પહેલાં આપ એક બે માઇલ નીકળી પણ જશો.

ગોટાશંકરે તેમજ કર્યું અને સ્રીના સામે દાંત પીસતો, ડોળા કાઢતો ઝોળી ભેરવી રવાના થયો.

સવારમાં સાતેક વાગે બે માઇલ એક ગામને પાદરે આવી પહોંચ્યો કુવા ઉપર ઘણી સ્ત્રીઓ જળ ભરતી હતી તે જોઇ જરા ડુંગણુ કરવાનો ભાવ થયો. અને દોરી લોટો કાઢી પાણી ભરવાને કુવા ઉપર ગયો.

દૈવયોગે કુવા ઉપર જતાંજ ગોટાશંકરને ગાંજાની કેફ શરીરમાં વ્યાપી તેથી ગોટાએ નિશા મસ્ત બની ગોટો ગબડાવ્યો અને બોલી ઉઠયો.

ગોટાશંકર—

ક્યું એ રંડી મોડી આઇ ?

ગોટાનું બોલવું સાંભળી સન્મુખ આવનારી એક ગૃહસ્થની સ્ત્રીને ક્રોધ ચડયો અને તેણે યુવાવસ્થાના જોસમાં ગોટાના માથામાં તાંબાનો ઘડો ઠોકી દીધો.

રૂધીરની ધારા ચાલી અને વ્યસની ગોટે ગોટા પેઠે ગબડી પડયો, અને હાય હાય મને મારી નાખ્યોરે કહી રડવા લાગ્યો.

બીજી સુજ્ઞ સ્ત્રીઓ પેલી બાઈને ઠપકો આપવા લાગી બાઇ ગરીબ મુસાફર બ્રાહ્મણને શા માટે મારે છે. ?

પેલી સ્ત્રી બોલી—બાઈઓ તમને એના ગરીબ વેષની અને ઉપરના સદ્ધાપણાની ખબર છે પણ એનાં કૃત્ય, દ્રષ્ટિ અને દુર્વિચારોની ખબર નથી.

બીજી સ્ત્રીઓ પુછવા લાગી અલ્યા ભાઈ તેં આ બાઇને શું કહ્યું કહે જોઇએ ?

ગોટો—

ક્યું બે રંડી મોડી આઇ ?

આ સાંભળી બીજી સ્ત્રીઓને પણ ક્રોધ ચડયો અને સર્વ લાત પાટુ મારવા મંડી પડી. એક ડાહી સ્ત્રીએ ગોટાનું ગોટા જેવું મોઢું અને વ્યસની ચહેરો જોઇ કહ્યું બહેનો તમે એને મારશો નહીં. એની વાત હું સમજી છું એમ કહી ગોટા પાસે જઈ તે બોલી

પીટે તુને ક્યું કચ્ચી ખાઈ ?

અર્થાત્ પીટયા તેં કાચી કળીઓ કેમ ખાધી.

ગોટો ઝટ ઉઠયો અને પેલી બાઈના ચર્ણમાં પડી બોલ્યો

તુને ક્યું કર જાના માઇ ?

હે માતા તેં કેમ જાણ્યું કે મેં કાચી ગાંજાની કળીઓ ખાધી છે.

બાઈ—

મેરે ઘરમેં તેરા ભાઇ ?

બાઇ કહે છે કે ગંજેરી મારા ઘરમાં તારો ભાઈ છે તેથીજ હું એ વાત જાણું છું.

અહો ! જુઓ ગાંજાનું વ્યસન કેવાં ખાસડાં ખવડાવે છે.

ગાંજા પીએ ગુરૂ જ્ઞાન ઘટે, ઓર બીર્ય ઘટે તેરે અંદરકા;
હાંસત, હાંસત, છાતી ફટે, મુખ દેખો જેસા બંદરકા,

* * * *

દારૂ દીવાના પીયે, ગાંજો પીયે અબુધ;
અંધા અફીણને પીયે, દાના પીયે દૂધ,

# અબુધખાં અફીણી.

કાળી ઘોડી ચડનાર તે, અબુધખાં જમાદાર;
સકટે થયા સવાર તે, નાડું કર ધરનાર.

*　　*　　*　　*

પડયા પૃથ્વી પટકાઇને, મુખમાં ધુળ ભરાઇ;
કરથી તજે ન નાડું, જુવો અફીણી ભાઇ.

અબુધખાં નામનો એક અફીણી જમાદાર એક કપાસના ગાડા ઉપર બેશી બીજે ગામ જતો હતો, ગાડાવાળાએ પ્રથમથી ચેતવણી આપી હતી કે માર્ગમાં ઘણા મોટા ખાડા આવે છે, રસ્તો સારો નથી, રાતનો સમય છે. કપાસનું બેડીયું ભરેલું છે. અને આપ અફીણી છો તેથી બેસવાનું જોખમ ભરેલું છે.

ગાડાવાળાની વાત તરફ બેદરકારીથી તિરસ્કાર કરી જમાદાર સાહેબે પ્રત્યુત્તર વાળ્યો.

જમાદાર—બેઠ બેઠ ડાયલી! કયા હમારેમેં ઈતનીભી અક્કલ નહોગી કે તું મીજે શીખામણ દેતા છે.

અબે હમને ત્રીશ બર્ષસે સરકારી નોકરી કયા બીના વિચારસે કરી હોગી. એ મુસાફરી કયા હમકો આજ નયિ હે? ઔર ઇસ જગતભરમેં અફીણીસે જયાદા કોઇ અમલદારકીભી બુદ્ધિ નહિં હે. ઔર અફીણ ખાના કોઇ ગાંડુંઓંકા કામ નહિં હેમર્દોકા કામ હે સમજતા હે ?

રગડ કસુંબા ઘોલકે પાયા ઔર પીયા નહિં;
અફીણુ અમૃતરસ તોડકે, ખાયા ખીલાયા નહિં;
પાંચ પચીશ મિત્રોંકો તેડકે આસન બિછાયા નહિં;
સબસુખદાતાર અફીમ નખાયા, વો મિથ્યાહી આયા અહિં;

એમ ઠંડા પહોરની વાતો હાંકતાં દમામથી ગાડા ઉપર ચડી બેઠા ખેડુત બિચારો શું કરે રોજ જમાદારથી કામ રહ્યું. ગાડીવાને ગાડું હાંકયું.

મધ્યરાત્રી વીતિ ત્યારે ખાડા ટેકરા ચડવા ઉતરવાનો કઠણ માર્ગ આવ્યો, એટલે પટેલે ફરીથી જમાદારને સૂચના આપી.

ગાડીવાન—જમાદાર સાહેબ નાડું ઝાલજો, મોટા ખાડા આવ્યા છે, તમે કહેશો મને કહ્યું નહિં, પણ ઝોકાં ખાશો તો ગબડીજ પડશો ?

જમાદાર—કુછ ફીકર નહિં ચલનેદે કયુ ડરતા હે, મેં કુછ ઉંઘતા નહિં હું ખાલી ઝોકેં ખાતા હું તેરે કહેને સાથ મેંને નાડા પકડા હે ચલાવ હાંક.

ગાડીવાને જોરથી બળદ ખસેડયા હિકા—ખાડામાં ગાડું ખચકાયું અને નાડું ઝાલી બેઠેલા જમાદાર કપાસના બેડીયા ઉપરથી રીંગણું ગબડી પડે તેમ ગુલાંટ ખાઈ નીચે ધુળમાં પડી ગયા.

મોંડામાં ધુળ પેસી ગઇ, હાડકા ઢીલાં થઇ ગયાં જમણો હાથ અને ડાબો પગ ભાંગી ગયો, જમણી આંખમાં ખલવું

વાગવાથી જમાદાર સાહેબને કાણા જમાદાર એવો ઇલકાબ જીંદગી સુધીને માટે મળ્યો અહો ! જુઓ અફીણના રંગનો જબરો જંગ.

ગાડાવાળા પટેલે ઝટ ગાડું ઉભું રાખ્યું પોતે નીચે ઉતરી પડયો. અને જમાદાર સાહેબને હાથ ઝાલી બેઠા કરી કહ્યું.

પટેલ–સાહેબ મેં આપને ઘણુંએ ના કહ્યું હતું, છતાં આપે માન્યું નહિં અને પાછું નાડુંએ નહિં ઝાલ્યું હોય તથા ઝોકાં મારતા હશો નહિં તો કદી પડાય નહિ.

જમાદાર–(પડવાથી થયેલા શારીર ઘા અને તેની વેદનાથી ક્રોધાવેશમાં આવેલા અબુધ જમાદારે સાસુની રીશ વહુના ઉપર કાઢે તેમ પોતાની ભુલનો ક્રોધ પટેલપર કાઢયો.) બસ કર ! સાલે અંધા હે કેસી ગાડી હાંકતા હે, મેરા સાલા કુણબા મેરેકું કહેતાબી નહિં હે પટેલ વચમાંજ બોલી ઉઠયો.

પટેલ–જમાદાર સાહેબ નાડુ ઝાલવાને કહ્યું હતું તે શું ?

જમાદાર- બેઠ બેઠ હેવાન ! નાડા તો મેંને કબકા પકડા હે દેખ અભીતક નહિં છોડા હે. તોભી મેં કયાં પડ ગયા. પટેલ જમાદાર સાહેબે હજુ પણ પકડી રાખેલું સુંથણાનું નાડું જોઈ ખડખડ હસી પડયો.

જમાદાર સાહેબ સુંથણાનું નાડું પકડવાનું મેં નથી કહ્યું મેં તો ગાડા ઉપર બાંધેલું પેલું ચાંમડાનું નાડ છે તે નાડું પકડવાનું કહ્યું હતું.

જમાદાર–હત્ તેરા નિખોદ જાય મેરા બેટા કમઅક્કલ પહેલેશેં એસા કહેનાથાને !

પટેલ–અબુધખાંજી આપે આપના નામ પ્રમાણે કામ કર્યું છે હવે તેમાંનું કંઇ વળે તેમ નથી ખુદાને ભજો.

## જેની પાસે તમાકુને ચુનો, તે અનુભવી જુનો.

પેશ્વા સરકારની સ્વારી નિકળી હતી એટલે સન્મુખમાં જે કોઇ બ્રાહ્મણ મળે તેને મુખ માગ્યું દાન આપવાની રૂઢી પ્રમાણે હુકમ થયો હતો પરંતુ આજે પા કલાક રાહ જોયા છતાં કોઇ પણ સન્મુખ ન આવ્યું ત્યારે સરકારે સવાર દોડાવ્યા.

પૂર્વ દીશામાં અડધા માઇલ ઉપર ચપટાશંકર નામનો બ્રાહ્મણ ઝોલીભટ્ટ ભીક્ષાર્થે નીકળેલો તે મળી ગયો. સવાર તેને સરકાર હજુર લાવ્યો.

પેશ્વાસરકારે કહ્યું હે બ્રહ્મદેવ ! માગો આપને શું જોઇએ ?

બ્રાહ્મણ ઘણી ચિંતામાં હતો કારણ ઘેરથી નિકળતાં ચુનાની ડાબડી રહી ગઈ હતી અને ચપટાશંકરને એક કલાકમાં ચાર વખત ચપટા ઉડાવવા જોઇતા હતા.

એક હાથમાં તમાકુ મસળી વીણી તૈયાર રાખી ચપટો ચુના માટે ચિંતાતુર હતો તે સરકારની ઉદારતા જોઇ બોલ્યો.

ચપટો–સરકાર ! તમાખુ છે પણ ચુનો ભુલી ગયો છું માટે ચુનો આપજો.

પેશ્વા સરકારે બ્રાહ્મણની મૂર્ખતાપરથી હશી બીજીવાર કહ્યું કંઇ વિષેસ (એટલે કિંમતી) માગી લે.

ચપટો–સરકાર ? વધારે ઇચ્છા હોય તો (ઝોળીમાંથી લોટો કાઢી) આ લોટો ચુનાથી ભરી આપો.

પેશ્વા સરકારે જાણ્યું આ કોઇ પાગલ છે. છતાં આવું આપવામાં પોતાની કીર્તિને કલંક લાગે છે એમ જાણી ફરી માગવાનું કહ્યું.

ચપટો–સરકાર ? બહુ પ્રસન્ન થયા હો તો એક મણ ચુનો આપો.

સર્વ હશી પડયા અને સરકારે ચુનાની આખી ભઠ્ઠી ચપટાને દાન કરી અગ્રપ્રયાણ કર્યું. ચપટાએ સવારને કહ્યું કેમ જોઇ મારી બુદ્ધિ મણ ચુનાને બદલે ભઠ્ઠી મળી એ યુક્તિઓ મેળ-વવામાં આ તમાકુ દેવીજ મુખ્ય છે.

તમાકુ ખાનારાઓ તમાકુને પરણેલા હોય છે તેથી છોડી શકતા નથી. મહારાજા દશરથે કૈકેઇને આપેલા વચનના પાલનને માટે રામ, લક્ષ્મણ, સીતા, અને છેવટે રાજ્ય સુખ સાથે પોતાના પ્રાણ પણ તજી દીધા છતાં વચન પરીત્યાગ નથી કર્યો. તદવત્ અધુના તમાકુ ખાનારાઓને પણ કલીયુગના દશરથ કહીએ તો ચાલે.

દશરથે એકજવાર વચન આપ્યું હતું, તમાકુના ઉપાસકો દીવસમાં પચાસ સોવાર તમાકુને શુદ્ધ કરી ત્રણ ત્રણ વચનો આપે છે.

તમાકુ ખાનારાઓ રામ, પ્રભુ, સીતા શાંતિ અને શરીર સુખ સર્વને ત્યજી સીધા નર્કમાં જાય છે તદપિ તમાકુને આપવામાં આવતા કોલનો ભંગ કરતા નથી.

તમાકુનો તહેવાર, મુખમાં માવો રાખે;
પંડીત પુરાણી ગુરૂ, શીખ બીજાને આપે;
દંત સળે ગંધાય મુખ તદપિ રસ એ ચાખે;
અધર્મનો ભંડાર, તમાકુ નરકે નાખે;

---

## તેજાંબાઇની તપખીર, અને આભડછેટની પીડ.

પાટણથી ઉપડી પોતાના છોકરા પાસે મુંબઈ જવાને નીકળેલાં તેજાંબાઇ તપખીર દેવીનાં પૂર્ણ ઉપાસક ભકત હતાં.

તેજાંબાઈ તપખીર દેવી સાથે એક ચિત્ત હતાં, સ્વાશ્વોચ્છાવસમાં પણ તેઓ દેવી તપખીરબાઇને દુર કરતાં ન હતાં.

આણંદ છોડયા પછી ગાડીમાં તેમની તપખીરની ડબી ગુમ થઇ ગઇ. જેમને એક ક્ષણ તપખીરદેવી વિના ન ચાલે તેમણે મહા મુસીબતે ત્રણેક કલાક કાડયા પછી તો પ્રાણ જવા જેવો સમય આવ્યો એટલે બગાસાં આવે, ગભરામણ થાય અને શરીર શુદ્ધિ પણ ન રહે આમ થવાથી તેજાંબાઇએ આખા

ડબામાં તપખીરદેવીની યાચના કરી પરંતુ અદ્રશ્ય થયેલાં દેવીએ દર્શનજ ન દીધાં.

છેવટે ભરૂચ પાસેના ચમારગામ સ્ટેશનેથી તેજાંબાઇના ડબામાં ઘણું નવાં સ્ત્રી પુરૂષોની ભરતી થઇ. એટલે તેજાંએ તેમની પાસે તપખીરની માગણી કરી.

ડબાના એક છેડાપર બેઠેલી બેત્રણ ડોશીઓમાંથી એકે ઝટ ડાબડી કાઢી આગળ ધરી.મરણોન્મુખ થયેલાને જેમ અમૃત મળે ને આનંદ થાય તેમ તેજાંબાઇને તપખીરદેવીથી આનંદ થયો.

ડબીમાં હાથ નાખી ચપટાપર ચપટા ઉઠાવી નાસિકા દ્વારમાં ઠેલવા માંડયાં. ડબીમાં રહેલા પુંમડાને અને તપખીરની ખુશબોને જોઇ તેજાંબાઇતો પ્રસન્નજ થઇ ગયાં અને બોલ્યાં.

તેજાં–બહેન પુંમડાની સુગંધી અને આ તપખીરની લહેજતે તો મને દીવાનીજ બનાવી દીધી. વાહ વાહ ! મુવા લોકો કહે છે કે સ્વર્ગમાં બહુ સારાં સુખો છે. શું ધુળ હોય ! મને અત્યારે જે આનંદ થાય છે તે તો ત્રણ ભગવનમાં કે ઇશ્વરના ગૃહમાં પણ નહિં હોય.

તમાકુની ડબી ધરનાર બાઇએ પૂછયું. ડોશીમાં શી ન્યાત છો ?

તેજાં–બોન બાંમણ છીએ. અને અવદીચની નાતમાં અમારૂં ઘર કુળવાન તથા પટેલનું ગણાય છે. અમારૂં છોકરૂં ઘોડીયામાં ઝડપાય છે, સમજ્યાં. બોન તમે શી નાત છો ?

બાઇ—એ બા અમે તો ઠેડાં છીએ.

તેજાં—હાથમાંનો ચપટો નાખી દઈ આ તારૂં નખોદ જાયરે રાંડ ઢેડી તેં તો મને વટલાવી મારી, અને અભડાવી મારી.

ડબામાંનાં સર્વ હસી પડયાં અને બોલ્યાં ડોશીમા તમાકુ સુંઘનારને કશોય વાંધો નહીં.

## વાહરે તપખીરહવી શી તારી ખુબી???

ગાયત્રીના મંત્ર સતત જે મુખથી કરવો,<br>
ચુને ચોળી તરત તમાકુ તેમાં ભરવો<br>
કુંભક રેચક દ્વાર મળો મગ શુદ્ધિ માટે,<br>
ચપટે ચપટા ભરી પ્રથમથી મારગ દાટે<br>
અગ્નિ તિર્થ જે હાથમાં ચુનાથી ચોળાઇ ગયું<br>
પીચકારીના પાપમાં મંદીર સૌ બોળાઈ ગયું,

*      *      *      *

રાખે તુજને પાસ પંડીતો ભાષણ કરતાં,<br>
પુરાણીઓ ધરી પ્રેમ ભાગવત ઉપર ધરતા<br>
પુંજારીઓ પણ તને સેવા સાથે લઇ કરતા,<br>
વકીલ, વૈદ્યને વ્યાસ ખુશામતથી નહિં ડરતા,<br>
ગુરૂ ચેલા પણ તુજ વિના, ક્ષણ એક રહેતા નહિં,<br>
રેવાશંકર વદે તમાકુ દેશ દુર્દશા તે કરી.

# બીડી પીનાર બોઘો અને ઘાસનો ઓઘો.

રામપરાના મુખીને ત્યાં એક વખતે તેમના છોકરાનો સાળો બીજે ગામથી મહેમાન તરીકે આવ્યો. મુખી સાહેબે મહેમાનગીરી ઘણી સારી રીતે કરી મુખીના મહેમાન એટલે આખા ગામના મહેમાન એ ન્યાય પ્રમાણે ગામ લોકોએ પણ આ પધારેલા મહેમાન બોઘા પટેલની સારી સરભરા બજાવી.

બોઘા પટેલથી ગામનાં અને પટેલના ઘરનાં તમામ માણસો કંટાળતાં હતાં પણ મહેમાન એટલે મોડે કંઇ કહેવાય નહિં કારણ બોઘા પટેલ જ્યાં બેસતા ત્યાં જાણે કોઈ મોટી કાપડની મીલનું ભુંગળું શરૂ થયું હોય તેમ સડસડાટ ધુમાડાના ગોટા કાડતા બોઘા પટેલ વધારે નહિં પણ એક કલાકમાં છ સાત બીડીનાં ભુંગળાં બનાવી પ્રલ્લય કરી નાખતા.

એક દીવસે પટેલે પોતાના ઘહુંના ખેતરમાં જાફ્ત કરી જમી રહ્યા પછી બોઘા પટેલને છેલ્લે કોળીયેજ તલપ આવતી અને પોતાને ઘેર હોય ત્યારે તો જમવાની વચમાં પણ બે ત્રણ બીડીનાં ભૂંગળાંનો ભુકો વાળતા.

એ નીયમ પ્રમાણે ગામના સંભાવિત ગૃહસ્થો પટેલો અને સગાં વહાલાં જમી આમ તેમ વાતોમાં ઝાડની ઘટાઓમાં બેઠાં એટલે બોઘા પટેલ, જુવાર, બાજરી વિગેરેના અનાજ સાથે પુળા ઉભા કરી મુકેલા સુકાવવાને તથા પાસે ઘહું અને ડાંગર પરાળ તથા બીજા ઘણા માલનાં કુંધવાં (ઓઘા) કરી મુકેલા

તેની વચમાં જઈ પેઠો બીડી પીતાં પીતાં ગલ પડયો અને ઘાસના ઓઘા સળગ્યા એટલે બોઘાભાઇ બૂમ મારી નાઠા.

બીચારા મુખી પટેલને ત્રણ હજારનું નુકશાન થયું વાહરે બોઘા મહેમાન ધન્ય છે તમારી બીડીને ! ! !

### મનહર.

બીડી બહુ બહાદુરી તેરી બડી બડે શેઠ શ્રીમંતોને મોઢે ચડી;
કરે યાદ થતાં ઘડી આધિ ઘડી, તુજવિણ જતી તબીયત બગડી.
પ્રસરી સહુ મહેલ મંદિર મઢી, હરદમ રહેતી ખિસ્સામાં ખડી;
કંઇક વાર જતી કાને તું અડી, રહે શોભી શ્રીમંતોને જેવી કડી
પ્રેમ પાસથી લીધા તેં પકડી, જેથી બોલે સહુ તુજ વાત વડી,
મોતીલાલ કહે લાલ લોક તણી, આજ કાલ બીડી હેમની લગડી

---

## કસ્તુરચંદ અને ભાંગનો રંગ

કસ્તુરચંદ નામનો એક વાણીઓ શરદ પૂર્ણિમા માણેકઠારી પુનેમ ઉપર પોતાને સાસરે વડનગર પોતાની સ્રીને તેડવા ગયો હતો. પૂર્ણિમાએ મહેલ્લાના પાંચ દશ ભૂદેવોએ ભાંગ રગડેલી અને કસ્તુરચંદ આખા ગામના જમાઈ માટે એમને મુકીને આવી જાફ્ત ઉડાવાય નહીં એમ ધારી સર્વે મળી કસ્તુરચંદને માન સાથે બોલાવી ભાંગ પીવાને આપી કસ્તુરચંદને સ્વાદિષ્ટ લાગી એટલે જેમ આગ્રહ વધ્યો તેમ કસ્તુરચંદે ઝોકાવવાજ માંડયું.

મિત્ર મંડળીમાં હાસ્યવિનોદ કરી કસ્તુરચંદે ઘરમા જઈ જમવા ટાણે સાસુની વિઝીટ કરી નાખી અર્થાત્ દુધ પૂરીને ભજીયાં માટે ફરીથી ચુલો સળગાવવાનો સમય અવ્યો.

કસ્તુરચંદે ભાંગની મીઠી મધુરી લહેરમાં ગમેતેમ બકવા માંડયું રાત્રીએ ભાંગપાર્ટીના મેનેજર અને મેંમ્બરોએ રમત ગમત માટે પુનઃ કસ્તુરચંદને બોલાવ્યા અને વિવિધ પ્રકારની રમત ગમતમાં જોડાયા.

શેરીના સર્વ લેકો નિદ્રાવશ થયા, મધ્ય રાત્રી થઈ ગઇ એટલે આ ભંગી ટોળીએ આંખમીંચામણીની રમત શરૂ કરી અલ્પ સમયમાં દાન આપવાનું કાર્ય કસ્તુરચંદને માથે આવી પડયું.

ભાંગની પૂર્ણ ધુનમાં કસ્તુરે જાણ્યું આ બધા દશ વીશ જણુ એક તરફ છે. અને એક તરફ હું એકલો છું, જો સંતાઈ નહીં જાઉં તો મારે માથેથી દાન ઉતરવાનું નથી–ધારી પોતાના સસરાના ઓટલા ઉપર ચઢી ગયો બારણું ઠોકયું પણ કોણ ઉઘાડે આમતેમ હાથ ફેરવતાં ઓટલાની બાજુ પર જાજરૂ હતું તેનું દ્વાર ખુલી ગયું કસ્તુર ઝટ તેમાં ભરાઈ બેઠો અને દ્વાર બંધ કરી દીધું. તેણે જાણ્યું હવે અહીં દાવ લેવા કોણ આવનાર છે અને આવશે તો કહીશું કે શુઇ શુઇ હમ નહીં રમતે ???

આમ વિચાર વમળમાં કસ્તુરચંદે જાજરૂમાંજ મુકામ કીધો, રમનારાઓ સમજ્યા શેઠ દાન આપવાના ભયથી ઘરમાં જઈ સુઇ ગયા હશે. ત્રણેક વાગે સર્વ પોતાને ઘેર જઇ સુઇ ગયા.

કસ્તુરચંદના સસરાની સેવ, મમરા, ભજીઆં, મીઠાઈ વિગેરે વેચવાની મોટી દુકાન હતી બીજે દીવસે પ્રતિપદાનો મેળો હોવાથી સાસુજી ચાર વાગે ઉઠયાં. પોતાના ધણીને જગાડી કહ્યું વહેલા ઉઠો મળશકું થઇ ગયું છે, જલ્દી નહાઈ ધોઇને ઓટલો વાળી ઝુડી દુકાન ગોઠવો. એટલે હું પણ નહાઇને ભઠ્ઠી તૈયાર કરૂંછું વિગેરે સુચના આપી શૌચ જવાનો લોટો ભરી એક હાથમાં ફાનસ લઇ માળ પરથી નીચે ઉતરી. પોતાની દીકરી નીચે સુતી હતી તેને પુછયું બેટા બારણે એકલી આગળીજ કેમ નાખી મુકી છે આગળા ભોગળો સાંકળ કેમ દીધા નથી. શું કસ્તુરશાહ હજુ નથી આવ્યા.

છોડી—ના કોઇ આવ્યું નથી.

હરકોર—સ્નેહીને ત્યાં સુઈ રહ્યા હશે. એમ બાત ચિત કરી બહાર ગઈ અને જાજરૂ ઉઘાડયું. નવું બનાવેલું બારણું ચોમાસામાં પાટીયાં ફુલેલાં તેથી કરરરર કરીને અવાજ થયો એટલે કસ્તુરે નર્કકુપમાં ધરેલું ભાંગનું ધ્યાન છોડયું અને એક દમ ઉભો થઇ બોલ્યો, “ થુઇ થુઈ હમતો નહીં રમતે હે ” સાંભળતાંની સાથે સાસુજીનું કાળજું ખશી ગયું હાથમાંનું ફાનસ પડી ભાગ્યું. હોલવાયું, અને લોટો પણ પડી ગયો અને ગભરામણમાં ન્હાસતાં માથામાં બારણું વાગવાથી માથું ફુટયું, લોહી નીકળ્યું પણ ઘરમાં પેસી ભડાભડ બારણાં બંધ કરી દીધાં અને છોડીને લઈ ઉપર ચડી ગઇ.

પોતાના ધણી હંબગશાને વાત કહી હંબગશાનું કાળજું જોરથી ધડકવા લાગ્યું પરંતુ હિંમત રાખી સ્રીના આગળ પાણી જશે એમ જાણી એક હાથમાં ડાંગ, બીજામાં છરો અને સ્રીને બીજું ફાનસ આપી છોડીને બે ત્રણ પથરા આપી મોટી બુમો પાડતો નીચે ઉતર્યો.

હંબગનું બુમો પાડવાનું કારણ એ હતું કે ચોર હોય તો ગરબડ સાંભળી ન્હાસી જાય એટલે આપણે પંચાતમાંથી બચીયે. પરંતુ આ ભાંગના ભલા ઉપાસક કોઇથી ડરે એમ નહોતા કે ન્હાસી જાય.

જેમજેમ જાજરૂનું બારણું ઉઘાડયું, મહોલ્લાના લોકો જાગ્યા પોલીસ આવી પડી અને અવાજ થતાં ફરી કસ્તુરચંદે કહ્યું " થુઇ થુઇ હમતો નહીં રમતે " ઉપરા છાપરી ધણીધણીઆણી અને છોડી ગબડી પડ્યાં છરો હબંગના પગમાં વાગ્યો, ડાંગ છોડીના માથામાં વાગી અને પથરો સ્રીના માથામાં વાગ્યો. પોલીસે આવી જોયું તો આ અબધુતાનંદને ઉભો રહેલો જોયો, હાથ ઝાલી બહાર કાઢી દશવીશ ઝપાટા ખેંચી કહાડ્યા. કસ્તુરની ભાંગ ઉતરી ગઇ અને મહોલ્લાના સર્વ લોકોએ કહ્યું અરે ફોજદાર સાહેબ છોડી દો છોડી દો આતો હંબગ શેઠના જમાઇ છે. કોણ કસ્તુરચંદ કે !

કસ્તુર—ઓવે !

અરે તમારૂં ભલું થાય તમે આ શું કર્યું ?

કસ્તુર—મેં નથી કર્યું એ તો ભૂંડી ભાંગે કર્યું છે.

હુંબગ—ઓ તારૂં નખોદ જાયરે ભાંગ તેં તો અમને બધાંને રંગી નાખ્યાં.

કસ્તુર—અને મને પણ દશવીશ ઝપાટાનો રંગ ચડયો છે.

ભાંગનું વિષ ગમે ત્યારે પણ મનુષ્યને હેવાન બનાવે છે ભાંગ સોમલની સગી બહેન છે.

સંગીની સંખીયાકી, વહાલી વછનાગકી;
અફીમહુકી દાદી, ધતુરેકી ભતીજીયાં.
સોમલકી સગી બહેન, મદીરાકી માસી;
કાળકુટ રૂપ તુંહી, વિષકી ભતીજીયાં.
ભંગ ટંગ પકડ રૂપ રંગકો ઉડાય દેત;
"રેવા" બહુ પાગલોંકી કરતહેં ફજીતીયાં.

## હજારીમલનો હુક્કો અને અગ્નિનો રૂક્કો.

હજારીમલ નામનો એક મારવાડી બહુ ગરીબ હતો, મહામુસીબતે આખી જીંદગી મહેનત મજુરી કરી બે ત્રણ હજાર રૂપીયા અતિ કષ્ટે તેણે એકઠા કર્યા હતા. છેવટે પચાસ વર્ષની વયે લાડીજી પરણ્યા. એટલે જરા સુખી જીંદગી થવાથી હુક્કા દેવની ઉપાસના શરૂ કરી રોજ પાંચ દશ હુક્કા-દાસોની ટોળીમાં જઈ બેસવું. અને ગમે તેવાં ગામે ગપ્પાં

હોકી જમવાના સમયે આવી જમવું એ કાર્ય હવે હજારીમલને માટે બાકી રહ્યું હતું.

બે ત્રણ ગાયો, ભેંસો અને બળદ રાખેલાં તેથી ઘરમાં ઘાસ કચરૂં ઘણું ભરેલું ઉનાળાનો દીવસ મધ્યાન્હે જમ્યા પછી તરતજ હજારીમલને ઢોલીયામાં પહોડી જવાનું જોઈતું હતું.

આજે પણ હજારીમલ ઢોલીયામાં સુતા સુતા હુક્કા દેવને ખાટલામાં પધરાવી ગગડાવતા હતા—નિંદ્રામાં હાથમાંથી હુક્કો છુટી ગયો. એટલે ચલમ કુદી પડી અને કૃપણના કાળજા જેવા ધગધગ થતા લાળા ખાટલામાં પડતાંની સાથે ભડકો થયો.

શરીરે અગ્નિ લાગતાં હજારીમલ ઉઠયો અને ગોદડું આમતેમ નાખતાં પાસેના ઘાસમાં અગ્નિ પડતાં ઘર સળગ્યું ગામ લોકોએ ઘણી મદદ કરી પરંતુ થોડાજ સમયમાં હજારીમલ સ્ત્રી સહ ગૃહમાં બળી ભસ્મ થઇ ગયો. જાણે અગ્નિએ વેર ન લીધું હોય ?

કારણ હુક્કો પીનારાઓ નિત્ય અગ્નિને ગમે ત્યાંથી રસોઈ કરતાં પહેલાં એટલે અગ્નિ જમ્યા વિના ભુખ્યો લાવે છે. વળી કુંડ—ચલમમાં તેને પુરી, ભાત, દુધ, ધૃત કે તલ જવની આહુતી આપવાને બદલે ભ્રષ્ટ, દુર્ગંધયુક્ત અને મહુડાંના ગોળમાં ભ્રષ્ટ થયેલી તમાકુની આહુતિ આપે છે તેથી અગ્નિએ ક્રોધ કરી છેલ્લી મહા આહુતિ લીધી જણાય છે.

## દ્વિહાર.

હુક્કામાં હત્યા ઘણી, તેથી ઘણો વટાળ;
ચોખે મોંઢે ચાટવી, લાખ જણાની લાળ.

જો મુખ અમૃત આરોગીએ, જો મુખ જપીએ હરિ નામ;
તો મુખ ધુંવાકા ગોટા નીકસે, પૂર્વ જન્મકા પાપ.

## સ્કંધપુરાણમાં બ્રહ્મા નારદને કહે છે

બ્રહ્મોવાચ=બ્રહ્મા કહે છે હે નારદ ?

घोरे कलियुगे प्राप्ते नरा वर्णाश्रमे रताः ॥
निरयेषु पतिष्यंति तमाखु कल्पस्पनः ॥ १ ॥

ઘોર કલિયુગ પ્રાપ્ત થયે વર્ણાશ્રમમાં પ્રીતિવાળા નરો જે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપસ્થ, સંન્યાસીએ તમાકુના ઉપયોગથી (ખાવા, પીવા, સુંઘવા કે ઘસવાથી) નર્કને વિષે પડશે.

उपासंते तमाखुं वै कलौ नारद ये नराः ॥
क्षीणपुण्याः पतिष्यंति महा रौरवसंज्ञके ॥ २ ॥

હે નારદ ! મનુષ્ય માત્ર (પુરૂષ વા સ્ત્રી) તમાકુની ઉપાસના કરે છે (ખાય છે, પીએ છે, સુંઘે છે, કે ઘસે છે) તેમનાં પુણ્ય નષ્ટ થઇ જાય છે અને અંતે તે મહા રૌરવ નર્કમાં પડે છે.

स्नातानि येन तीर्थानि प्रयागादीनि कोटिशः ॥
वृथैतानि सर्वाणि भृंगीपाना च नारद ॥ ३ ॥

હે નારદ ! મનુષ્ય પ્રયાગાદિ અડસઠ તીર્થોમાં ન્હાયો હોય, તોપણ ભાંગ પીએ તો સર્વ વ્યર્થ થાય છે.

किंच योगेन ज्ञानेन वेदेन पितृदैवतैः ॥
किंच वैविक्तमात्रेण तमाखुं चेत्पिवेन्नरः ॥ ४ ॥

જે પુરૂષ તમાકુ પીએ છે તેને પછી યોગે કરીને જ્ઞાને કરીને વેદાભ્યાસે કરીને પિતૃ દેવતા સંબંધી કર્મોએ કરીને કે એકાંત વાસે કરીને શું ફળ થવાનું છે ? કંઇજ થવાનું નથી, તે સર્વ મિથ્યાજ છે.

संन्यासेनात्र किंतस्य वैराग्येण च किंपुनः ॥
पीतातेन तमाखु वैं श्वपचादपि सोऽधमः ॥ ५ ॥

જેણે તમાકુ પીધી તેને સંન્યાસ કે વૈરાગ્ય થકી શું થવાનું છે. તે ચાંડાળ કરતાં પણ અધમ છે.

ब्रह्मचर्येण किं तस्य गार्हस्थ्येन च किंपुनः ॥
वानप्रस्थेन किं तस्य संन्यासेनापि किंपुनः ॥ ६ ॥

તેને બ્રહ્મચર્ય કે ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવાથી વાનપ્રસ્થથી કે સંન્યાસથી શું ફળ થવાનું છે અર્થાત્ કંઇજ નહિ.

यस्तमाखुं पिवेत्सोपि स्वाश्रमा न्निरये पतेत् ॥
नारदास्मिन्न संदेहः सत्यं सत्यं मयोदितम ॥ ७ ॥

જે તમાકુ પીયે છે તે પોતાના આશ્રમથી ભ્રષ્ટ થઇ નરકે પડે છે. હે નારદ? એમાં કંઈ સંદેહ નથી મેં સત્યજ કહ્યું છે.

तमाखु भृंगी मद्यानि ये पिबंति नराधमाः
तेषां हि नरके वासो यावदिंद्राश्चतुर्दश ॥ ८ ॥

જે અધમ પુરૂષો તમાકુ, ભાંગ કે મદ્ય પીએ છે તેમનો ચૌદ ઇંદ્ર સુધી નરકમાં વાસ થાય છે (ચાર યુગની એક ચોકડી એવી ઈકોતેર ચોકડી એક ઇંદ્ર ભોગવે એવા ચૌદ ઇંદ્ર સુધી નરકમાં રહે છે.)

तेषां संध्या वृथा ज्ञानं वृथा वैराग्यमेवच ॥
वृथा योगश्च विप्रेन्द्र तमाखुं य उपासते ॥ ९ ॥

જે માણસ તમાકુનો ઉપયોગ કરે છે તેની સંધ્યા, જ્ઞાન, વૈરાગ્ય અને યોગ સર્વ મિથ્યા જાય છે.

यस्तु भृंगीं तमाखुं च मद्यं पीत्वा कलौयुगे ॥
करोति सुकृतं कर्म तत्सर्वं भस्मसाद्भवेत् ॥ १० ॥

કલીયુગમાં ભાંગ, તમાકુ, મદ્ય પીને જે જે સુકૃત કર્મ કરે છે તે સર્વ બળીને ભસ્મ થઇ જાય છે.

सत्यत्रेताद्वापरेषु त्रियुगेपु भवे न सा ॥
इदानीं तु कलौ जाता तमाखु र्नामतः स्वयम् ॥ ११ ॥
नराणां धर्मनाशाय स्वाश्रमाद् भ्रंशनाय च ॥
म्लेच्छजन्मविधानाय जीवव्यामोहनाय च ॥ १२ ॥

તે સત્ય, ત્રેતા ને દ્વાપર યુગને વિષે નહોતી, હમણાં કલિયુગમાં મનુષ્યોના ધર્મનો નાશ કરવા તથા પોતાના આશ્રમમાંથી ભ્રષ્ટ કરવા તથા મ્લેચ્છ ચાંડાળાદિકનો જન્મ આપવા અને પ્રાણીને મોહ ઉત્પન્ન કરવા માટે તમાકુ એવા નામથી ઉત્પન્ન થઇ છે.

महामोहेन ते ग्रस्ता मायया च विमोहिताः ॥
शृण्वंतश्चापि निंद्यत्वं तमाखूं न त्यजंति ये ॥ १३ ॥

તમાકુની નિંદા સાંભળતાં છતાં પણ જે તેને છોડતા નથી તેમને મોહપાશમાં ગપડાયલા તથા માયાએ કરી મોહિત થયેલા જાણવા.

पीत्वा ददाति यश्चैव तमाखुं मिष्टवस्तुवत् ॥
कुष्टरोगादिसंयुक्तो भवत्येव न संशयः ॥ १४ ॥

જે માણસ પોતે તમાકુ પીને બીજાને ઇષ્ટ વસ્તુ હોય એમ આપે છે તે કોઢ આદિ રોગથી પીડાય છે, એમાં કંઇ સંદેહ નથી.

गृहीत्वा वैष्णवीं दीक्षां तमाखुं प्रपिबंति चेत् ॥
पीता जया च मद्यं च न दीक्षाफलमश्नुते ॥ १५ ॥

જો વૈષ્ણવી દીક્ષા લઈને તમાકુ, ભાંગ કે મદ્ય પીએ છે તો તેને દીક્ષાનું ફળ મળતું નથી અર્થાત્ મોક્ષને પામતો નથી.

अफेनी कल्पमेकं च भृंगी कल्पशतत्रयं ॥

मद्यपः कल्पसाहस्रं ब्रह्मापि नैव शुध्यति ॥ १६ ॥

અફીણુ ખાનાર એક કલ્પ સુધી ભાંગ પીનાર ત્રણુસેં કલ્પ સુધી તથા મદ્ય પીનાર સહસ્ર કલ્પસુધી બ્રહ્મા સરખો હોય તોપણુ શુદ્ધ થતો નથી તો બીજાનું તો કહેવુંજ શું.

पीत्वापि ये तमाखुं वै अज्ञानात्संगदोषतः ॥

पवित्रयंति चात्मानं पश्चाज्ज्ञात्वा त्यजंति ये ॥ १७ ॥

અજ્ઞાનવડે કે સંગ દોષવડે તમાકુ પીયે અને જાણ્યા પછી તેનો ત્યાગ કરે તો તે પોતાના આત્માને પવિત્ર કરે છે માટે વ્યસન થયા પછી જ્યારે જાણુવામાં આવે કે પાપકારક છે ત્યારે તર્તજ ત્યાગ કરવો.

तमाखुं भृंगी मद्यानि सत्यं क्षिण्वंति वै नृणां ॥

त्यागिनां तु भवेत्पुण्यं सत्यं तीर्थशतोद्भवम् ॥ १८ ॥

તમાકુ, ભાંગ, મદ્યાદિ વ્યસન પુરૂષોના સત્યનો નાશ કરે છે. અને જે લોકો તેઓનો (વ્યસનોને) ત્યાગ કરે છે તેમને સો પુણ્ય ક્ષેત્ર તીર્થમાં સ્નાન કર્યા જેટલું પુણ્ય થાય છે એ વાત સત્ય છે.

ये पिबंति तमाखुं वै लक्ष्मी नश्यति तद् गृहात् ॥

आयात्यलक्ष्मी स्तेषां वै गुरौ भक्तिर्न संभवेत् ॥ १९ ॥

જે તમાકુ પીએ છે તેના ઘરની લક્ષ્મીનો નાશ થાય છે, દરિદ્રતા પ્રાપ્ત થાય છે અને ગુરૂ ભકિતમાં પ્રીતિ થતી નથી.

तमाखु गुंडसंयुक्ता जलैःसिक्ता स्तथाग्निना ॥
सोदकपात्रयंत्रेण न पेया सा कदा बुधैः ॥ २० ॥

ગોળ મેળવીને તથા પાણી નાખીને બનાવેલી તમાકુ (ગડાકુ) તેપર અગ્નિ મૂકીને હુકાવડે વિવેકી પુરૂષે કદી ન પીવી કારણ જ્યાં અગ્નિ સળગાવે ત્યાં તથા પી રહયા પછી દેવતા નાખે ત્યાં તથા જ્યાં હુકાનું પાણી પડે ત્યાં કરોડો જીવોની હત્યા થાય છે તેથી નર્કમાં પડાય છે.

प्राप्ते कलियुगे घोरे सर्वे वर्णाश्रमे रताः ॥
तमालं भक्षितं येन स गच्छे न्नरकार्णवे ॥
ब्रह्मांड पुराणे.

ઘોર કલીયુગ પ્રાપ્ત થશે ત્યારે સર્વ વર્ણાશ્રમ ધર્મમાં પ્રીતિવાળા હશે તો પણ જો તમાકુ ભક્ષણ કરશે તો (પીવાથી સુંઘવાથી ખાવાથી) નરકને વિષે જશે.

धूम्रपानरतं विप्रं दानं कुर्वंति ये नराः ॥
दातारो नरकं यान्ति ब्राह्मणो ग्रामशूकरः ॥
पद्म पुराणे.

ધુમ્રપાન કરનાર વિપ્રને જે પુરૂષ દાન કરે છે, તે દાતાર નરકને વિષે પડે છે અને તે બ્રાહ્મણ ભૂંડ થઈ જન્મે છે.

## ગઝલ કવાલી.

જાગો વીર ભારતના સુતા શું નિંદમાં ભારી,
તજી દ્યો ચ્હાતણી પ્યાલી, ચતુરાઇ ગઇ બધી ચાલી.—૧

સંધ્યા સ્નાનને ત્યાગી થયા છો ચ્હાતણા રાગી,
રહ્યું ના વીર્ય બળ તનમાં ઉદ્યમે આગતો લાગી.—૨

અમૃતમય ભોજન ભલાં ત્યાગ્યાં ભારત બાળ,
ટીપાર્ટિના તાનમાં થયા અતિ બેહાલ;
હોટલે હા કરી ખ્વારી નીચ ઉંચ નર અને નારી,
ભંગી ઢેડ આદિ સહુ જાયે ચ્હા ઉપરે વારી.—૩

ઘ્રત માંખણ ને પયતણી મહેમાંની જ્યાં થાય,
ઉષ્ણોદક હુક્કા ચીરૂટ કો સુંઘે કો ખાય;

---

## જાહેર નોટીસ.

તમાકુમાં, "નાયકોટાઈન" નામનું વિષ ( ઝહેર ) રહેલું છે તેનાથી મગજ બગડી જાય છે, ફેફસાં સળી જાય છે તથા ક્ષય જેવો ભયંકર રોગ હુમલો કરી ફતેહ મેળવે છે.

આયુર્વેદ રહસ્યાર્ક ગ્રંથ—૧ અ. ૬.

કરે એ વીર્યનું પાણી મળે છે ધુળ જીંદગાની,
અતિ પુત્રી તણો પિતા થઇ વેઠે અતિ હાની.—૪

બંધુ તમારાના રૂધીરથી ભીંજેલી ભૂમી માંહ્ય,
વિષ્ટાથી વૃદ્ધિ થતી તે પર પ્રીતિ હોય;
બાળે છે રૂધીરને એ કંબ્જીયત કરતી હસ્ત તણી,
અફીણનો પટ ખરો યારો લક્ષ્મી જાયે વિદેશ ભણી.—૫

પહેલી પોથીમાં હતું મા ભૂ પા એ વચન,
અહા રાખી ત્યાં ચેતજો શિશુનું બગડે તંન;
સુધારાની સભાઓએ સુધાર્યું શું કહો ભાઇ,
વ્યસન વસમાં ગળે વળગ્યાં થઈ હાલત દુઃખદાઇ.—૬

ન્યાતિ અગ્રેસરો સહુ ઘડો કાયદો આજ,
દર્શન બંધનજ તે તણાં કરે ગુરૂનો સમાજ;
બહિષ્કાર ન્યાતિથી કરો એવા અનાચારી,
સત્તા સદ્દગુરૂ પાસે અરે એથી અતિ ભારી.—૭

ગાફેલ ગુરૂને સેવકો પાપથી નરકે જાય,
ન્યાતિ અંધ અગ્રેસરો શીક્ષાને વશ થાય;
કુધારા કાપવા યારો ગ્રહો નીજ હસ્ત કુહાડી,
દેવા રંકનો પ્યારો કુપા વરસાવશે વારી—૮

# આરતી.

## મ્હાદેવિને તિલાંજલી.

ભયદેવ ભયદેવ ભવલય મ્હા દેવા (૨)
ઇચ્છું નહિં તમ સેવા :(૨) છો નાશક દેવા. ભય—૧
આર્ય પ્રજા વણુસાડી, અંધ મૂળ રોપાતાં (૨)
માત પિતા પણુ મ્હાહી (૨) ચાહી મ્હા પાતાં. ભય—૨
ચકલે ચકલે ત્હારી હાટડી રહી ગાજી (૨)
ઘી માંખણુ સંતાયાં (૨) ઠાઠડી તુજ તાજી. ભય—૩
તરૂણોમાં તોફાન મ્હાનું દેખાએ (૨)
સ્ટવે વિર્ય ઉકાળ્યું (૨) સ્રીથી સંતાયે. ભય—૪
દિકરીઓના બાપ થઇ લ્હાવો લેતા (૨)
(પારસી કોમમાં જુવો.)
દિકરાની નહિ આશા (૨) જાયે ભવ વ્હેતા. ભય—૫
વિર્યની ગોળી ખોળી શું થાય ખાવાથી (૨)
મ્હારૂપી દવ સળગ્યો હદી ગયો હાથી. ભય—૬
(વિર્ય રૂપી હાથી)

ઉકાળેલો માલ ફરી ફરી ઉકાળો (૨)
ધર્મ ભ્રષ્ટ થઈ ચાલો (૨) જો આંખે ભાળો. ભય—૭
ક્રોડો રૂપિયા હાય જાયે પરદેશે (૨)
હતભાગી હિંદવાસી (૨) સમજે નહિ લેશે. ભય—૮

ગરમ દેશની રીત થંડુ જળ લેવું (૨)
ઉષ્ણુ વારિવ દારૂ તુલ્ય (૨) સ્વપ્ને ના લેવું. ભય—૯

અફીણનું દઈને સત્વ અફીણી જન કીધાં (૨)
ચ્હા વિણુ કામ ન સૂજે (૨) કામણુ કરી દીધાં. ભય—૧૦

એની મોહક જાળ ડાહ્યા સપડાયા (૨)
તન મન નરમ થવાથી (૨) શ્રીબહુચર ધાયા. ભય—૧૧
(બહુચરાજીના હીજડા થયા.)

પંહેલી ચોપડી માંહ્ય ભૂ મૂકી ચ્હા ઘાલ્યો (૨)
પાનાશ શું પ્રીછે (૨) શિશુનો ભવ બાળ્યો. ભય—૧૨

ભરી સભાઓ સર્વ લ્યો સોગન સામા (૨)
ભગવાન ભક્તનો ભીરૂ (૨) ત્રાસે ભૂંડામાં. ભય—૧૩

---

## જાહેર નોટીસ.

ચાહની અંદર "ટેનીન" નામનો ઝેરી પદાર્થ છે. તેમજ "યુરીક" એસીડ છે. તે મનુષ્યના શરીરમાં કમ તાકાત, નબળાઈ, અને સંધીવા જેવા રોગોને ઉત્પન્ન કરે છે તથા વીર્યને પાતળું બનાવે છે.

**આયુર્વેદ રહસ્યાર્ક ગ્રંથ-૧ અં.-૯.**

## દોહરા.

અફીણુ ભોગી આંધળો દારૂ ભોગી દુષ્ટ,
ચંડુલ ભોગી ચમાર છે, ગઈ શુધ ને બુધ.
બીડી પીએ બાવરા, ગાંજો પીએ ગમાર;
હુકા પીએ આંધળા, ના રહે વિવેક વિચાર.
તમાકુ તનથી તજો, મનમાં ધારો શીખ;
બીન ઉપયોગી આળશુ ઘર ઘર માગે ભીખ.

## મનહર છંદ.

હૃદય કમળ જો વિકાશ પૂરૂં પામ્યું હોય,
સારાં સારાં કામ તે તો સેજમાં સધાય છે.
પણ બીડી પીવા વડે ઉરમાં ઉતાપ વધે,
ધુમાડાથી અક્કલ ઉજાસતો ધોવાય છે.
ચંપાને ચંબેલી ગુલબાસ ને ગુલાબતણી,
તીવ્ર તાપ વડે જેમ કળી કરમાય છે.
સત્ય કહે શિવાનંદ સમજી લે મતિમંદ,
કાળજાની કળી બીડી પીવાથી બીડાય છે.

## દોહરા.

પવિત્ર મુખ મંદીર જુવો જગપતિ નામ જપાય,
ખાય તમાકુ તે થકી ઘણું ઘણું ગંધાય.
કેફ ન કરશો કંથડા ધુંણાવશો ધું ધુ,

એક પહોર આનંદમાં આઠ પહોર ઉંઘું.
નાક ગળે પિંડી લખલખે ઘટે ઘણેરી અકલ,
કામની તારા કંથને ઉતરી ગયો અમલ.

છપયછંદ.

પ્રભુ વસે આ દેહમાં ઉત્તમ જોઇ ત્રણ ઠામ,
હૃદય કપાલને મુખ એ ધણી રહેવાનાં ધામ.
ધણી રહેવાનાં ધામ તમાકુ ત્યાં લઇ ઘાલી,
હરિ ખંખેરી હાથ ત્યાં થકી નીકળ્યા ચાલી.
કહે ગિરિધર કવિરાય કામને ક્રોધ વસ્યા છે,
ઉત્તમ જોઈ ત્રણ ઠામ પ્રભુ આ દેશ વસ્યા છે.

---

## તમાકુ માટે ડાકટરોનો અભિપ્રાય.

તમાકુનો કોઇપણ રસ્તે ઉપયોગ ન કરશો. કારણ તેમાં ઝેરી પદાર્થ છે તથા તેનામા ઢીલા પાડી નાખવાનો દુર્ગુણ છે તે દાંતને અવશ્ય નુકશાન પહોંચાડે છે.

ડો. વોરન.

તપખીર સુંઘવાથી હવાનો માર્ગ રૂંધાય છે. સ્વર બગાડે છે તથા તમાકુનો કોઈપણ રસ્તે ઉપયોગ કરતાં તે રૂચીને ઘટાડી મનુષ્ય શરીરને જબરૂ નુકશાન કરી ક્ષય જેવા રોગનો સત્કાર કરે છે. ડો. રશ.

## મનહર છંદ.

બીડીનો બનાવ બધો બતલાવી આપું ભાઈ,
બીડી પીધા વિના બની બાંવરો તે મ્હાલે છે.
પાસ નહિ હોય ખાસ બીડી તો બને ઉદાસ,
આસપાસ ગુંજામાં તપાસ તેની ચાલે છે.
મળે ન તઈયાર માલ તો તો થાય બુરા હાલ,
લાલ લોક લેઈ પાન થુંકથી પલાળે છે.
પાનને થુંકે પલાળી ઘુંટણમાં તેને ઘાલી,
દબાવીને પછી કાઢી બીડી તેની વાળે છે.
હાથ પગ એઠાં કરે વાળીને સામાને ધરે,
બીડીવાળા બધા ધર્મ અંગરેજી પાળે છે.
સળગાવીને સપાટે જાય જાજરે ઝપાટે,
એઠા એઠા વરાળના યંત્રને ચલાવે છે.
ફુ ફુ કરે ફાંકડા તે વાળી મુંછ આંકડાને,
આંકડા સમા કો કાળે ઘરબાર બાળે છે.
તમાકુનો તાતો માતો ખાતો કોઇ દીન લાતો,
અનુભવી વાતો આ તો લખી મોતીલાલે છે.

# મફત મળતાં પુસ્તકો.

નીચેનાં પુસ્તકો વ્યાખ્યાનદાતા મહારાજ શ્રી રેવાશંકર નાગેશ્વર 'હરિદાસ વિશારદ'નાં લખેલાં છે. જેમાંનાં કેટલાંક ઘણી થોડી કિંમતે અને કેટલાંએક ગ્રહસ્થોની મદદથી તદ્દન મફત પણ આપી શકાય છે. અને કિંમત પણ નહી જેવી હોવાથી મફત જેવાંજ છે.

**સ્વર્ગનો સાથી.—પાકું પુઠું રૂ. ૧—૦—૦**

,, ,, કાચું પુઠું રૂ. ૦-૧૨—૦

કેસરી ભા. ૧................રૂ. ૧—૦—૦

,, ભા. ૨................રૂ. ૧—૦—૦

ભારત ભક્ષક................રૂ. ૦—૨—૦

સત્યચંદ્ર......................રૂ. ૦—૧—૬

ભજનામૃત....................રૂ. ૦—૧—૦

દુર્વ્યસન નિષેધ.............રૂ. ૦—૧—૬

વૈશ્ય સંધ્યા...................રૂ. ૦—૧—૦

ઉપદેશ મંજરી...............રૂ. ૦—૧—૬

માંસ ભક્ષી મહાત્મા........રૂ. ૦—૧—૬

શુકરંભા સંવાદ..............રૂ. ૦—૧—૦

# સુખી જીવનને માટે શાની જરૂર

દુર્વ્યસનોમાંથી મુક્ત કરી, બ્રહ્મચર્યના
કિલ્લામાં જવાનો માર્ગ મોકળો કરી આપે;
વૃદ્ધ લગ્ન, કન્યાવિક્રય, કુસંપ, દેશનથી વ
ફજેતી, ઉડાઉ જ્ઞાતિવારા, જ્ઞાતિઓના ઠુંકા વ
રાને નામે પેઠેલો કુધારો, પ્રાચીનને નામે પેઠે
ધર્મને નામે થતો અધર્મ, ગૃહસ્થાશ્રમમાં ઘુસે
અને વર્ણાશ્રમ ધર્મનો થતો વિનાશ વિગેરેને
ખડગથી હાંકી કાઢનારા હજારો ઉપદેશકો (
દયની આશા રાખવી એ જલમંથન કરી
મેળવવા જેવો પ્રયોગ છે.

ઉઠો તૈયાર થાઓ !!! અને તમને અ
તેવા ઉપદેશકોને બોલાવી તમારા કિંમતી
ભોગ આપી તમારા ઘર, જ્ઞાતિ, ગામ અને
સ્ત્રીપુરૂષોને દેશકાળને અનુસરતા જ્ઞાનનું ભો
તૃપ્ત કરો.